૭૦૫

# સસતી શુખડી સીધપુરની જાત્રા

રચનાર

ઠા૦ દામોધર કેશવજી

રેહેવાશી કચ્છમાંડવીના.

મુંબઇમધ્યે:
ઓરિયન્ટલ છાપાખાનામાં છાપ્યું.

સંવત ૧૯૩૪. ઈ. સ. ૧૮૭૮.

કીમત ૧ આનો.

योदर्शयतिशन्मार्ग शिष्येविश्वासितेगुरु:
कुंभि:पाकेस्थितितस्य यावच्चंद्रदिवाकरौ ॥ १ ॥

જે ગુરૂનાં વિશ્વાસઉપર ચુસ્ત રહેલા શિષ્યો હોય તેને તે ગુરૂ ખરાબ રસ્તો બતાવે તો તેવા ગુરૂને જાહાંસુધી સૂર્ય, ચંદ્ર છે તાહાંસુધી કુંભીપાક નામનાં નરકમાં પડવું પડે.

देवद्रव्यंगुरूद्रव्यं परदाराभिमर्षणं ॥
निर्वाहसर्वभुतेषु विप्रश्चांडालउच्यते ॥ २ ॥

જે બ્રાહ્મણ દેવનો પૈશો ખાય છે તથા ગુરૂનો પૈસો ખાયછે તથા પારકી સ્ત્રીઓમાં લંપટ રહેછે તથા બધા પ્રાણીઓ પાસેથી પૈસા લઈ નીરવાહ કરેછે તે બ્રાહ્મણને શાસ્ત્રમાં ચંડાલ કહ્યોછે. (ભોળા વૈષ્ણવોએ ઉપરના લક્ષણ આબેહુબ મહારાજોમાંછે કે, નહીં તે જ્ઞાન દ્રષ્ટીથી જોવું.)

---

લોભી ગુરૂ, લાલચુ ચેલા,
દોનો નરકમે ઠેલમ ઠેલા.

## भोळा भाटीयाओने सूचना.

### કવિત મનહર.

(કછી ભાષામાં.

ભાટીઆ ભુછડા ભોળા અકળજા અઇન ભોળા,
હાણેએડા બાકી થોડા મારાજે કે ભજેંતા,
અકળજા ઘુશમણ કુમરેજા જેડાકણ,
દીઠેમેંતા શતમણ સુધારેશેં બજેંતા,
વિચારમેં વડાઢોર પંથીએંસે કનજોર
જદુનાથ જેડાચોર કોડ તમેં ખજેંતા
સમજીને સુણો શેઠ સુધારેથી રઓ હેઠ
દામોધર ચએતા નકા હાણે અશીં ગજેંતા.

---

## सवारना चार वागे मंगळाना दर्शण करवा जाए छे ते विषे.

### છંદ મનહર.

સ્વામિને સુતેલો મુકી કંમખો પેરતાં ચુકી
ટાઢમાં રહે છે સુકી જે જે કરતી જાએ છે
વાટમાં વિચારે વાંમા શ્રીમુખને ગણી ખમાં
વાલા પારશેં જાપટોની માર ખુબ ખાએ છે

શરમ નથી લગાર જેવી મેંઢાઓની હાર
તેવી ભોળી ભાટીયાની નારી દુખી થાએ છે
કહે દામોધર એવો સ્વામી કીધો શેવક જેવો
દુરગુણી મહારાજોનાં ખોટા ગુણ ગાએ છે.

---

## सुधारावालाने सूचना.

### રાગ ગરબી.

શઉ શુણો શેઠીઆ શેઠ અરજી મારી છે
સુધારાને આપો ટેક લાજ તમારી છે. ટેક.
દારકાંદાશ વિશનજી મોટા તેવાં લખમીદાસ રે
મુરારજીભાઇ ગોકળજીના સુત મથરાંલવજી પાસ. અ.
વાંઢાનો વીશરામ કરો તો પામે શઉ આરામ રે
બંધ કરો જાજા ઘરેણાં તો શરે શરવના કામ. અ.
કઇક કુકર્મી કન્યા માટે લેછે દ્રવ્ય અપાર રે
તેનો બંદો બસ્ત કરો તો સુખ પામે સંસાર. અ.
વખત ગયો પાછો નહીં આવે શુંણો શેઠીઆ ભાઇરે
આજ બને તો કાળ ન કરશો ઉઠો જલદી ધાઇ. અ.
બીજો ભેદ બતાવું તમને અરજી ઉરમાં આણો રે
પુનરપિ વીવા કરો પ્રેમથી વિધવાના દુખ ટાળો. અ.
અબળા એવી આણ અપરાધી તેપર એવડી વેઠરે
અરે મિત્ર અનર્થ મોટું છે સમજોશાણાં શેઠ. અ.

શુ સુધરીને કર્યા સુધારા શું કીધી ચતુરાઇ રે
અનાથનું દુખ એટલું જોતાં દયા ન ઉપજે કાંઇ. અ.
આપ તનના જેવા અંતર અવર તણા તન જાણા રે
એક મરે તા બીજી ત્રીજી ચોથીથી સુખ માણા. અ.
ન્યાયાધીશ છો નાત તણાં તમે ન્યાય શરવને આપોરે
આગેવાન બનો હિમ્મતથી છાંપ પટોળે છાંપો. અ.
આવાં કામ ઉચરતાં જે કોઈ હિમ્મત મનમાં રાખે રે
જગતપતી રીજે બહુ તેને દેવ દામોધર ભાખે. અ.

---

## અરજી બીજી.

(મોળે પધારો મારાજ માણીગર મોળે પધારો)—એ રાગ.
શુણો શેઠીઆ મોટા શેઠ, ગરીબોની દાદ શુણો રે
રેહેમ નજર કરીઆપો લક્ષ અબળાઓની આશા પુરોરે
સભા મળે દીન આઠમાં માજનવાડી માંહે
વીશ ચાર ભેળા થઇ દશ વાગે પાછા ઘેર જાએ. ગરી.
મનસુબા મોટા કરે એક ન સુધરે કામ
કરવાનું કર્તા નથી નાત સુધરે એવી રાખો હામ. ગરી.
પ્રથમ કામ એવું કરો જેથી વાધે વંશ
વાંઢાને સુખીઆંકરો કાંઇ ક્લેશનું નરહે અંશ. ગરી.
બંદોબસ્ત કરો તમે શગપણ ના ઉપાએ
આશીશોાં દેશે શઉ તેથી ગરીબગણાં ખુશી થાએ.ગરી.
એવું ન બને તમ થકી વળી કરો વિચાર
અરજી જે લખી આપીછે કાઢો સારો સરસ તેનું સાર.

અબળાની અરજી સુંણો નાખે નીશાશા રોઇ
પુનર લગ્ન કયારે થશે એવું નજર દેખાડો કોઇ. અ.
જેવું તનછે તમ તણું તેવું અવરનું જાણ
ખુણામાં બેસાડો છો તે તો તીખા લાગે અમને બાણ.
અબળાઓની.
જેમ કરો બીજી તમો મનમા ધરી ઉમંગ
એવું અમારૂં દેખશું ત્યારે આપશું તમને રંગ. અ.
જો કરશો તો ઠીકછે નહીં તો થશે જરૂર
કરશું ત્યારે જાણજો જેવા નદીઓના વએછે પુર. અ.
ભલું ઇછો જો નાતનું કરવું શુભ છે યાર
જો કરશો તો તમ તણું જે જેકાર બોલે સહુ નાર. અ.
કેવાનું તો જેહતું કહ્યું વીશ્તારી છેક
દામોધર એવું ઈચ્છે માત્ર જોઇએ તમારી ટેક. ગરી.

---

## कछना जंगबारी भाटीआओने सूचना.

### રાગ ગરબી હીમના રાગમાં

સુણો ભાટીઆ વૈશણવ જંગબારનારે,
મોટી મુશાફરી મુકો વખત હાલમારે. સુણો.
વર્ષ પનર વીશ વળી ભાઇ ત્યાં ખમેરે,
વાંમા તમારી મારાજોથી અહીયા રમેરે સુણો.
સુખ સંસાર સરવે તમારૂં જાએ છે રે,
તેથી તમારૂં કુટુંબ ઓછું થાય છે રે. સુણો.

વળી વાત કહું શાંભળો રૂદે ધરીરે,
મુકો મહારાજોને મીંદરે જવા ફરીરે. સુણો.
જેમ જોગી મુકે છે ભાઇ ભોગીને રે,
તેમ મુકો મહારાજો ઘણા રોગીને રે. સુણો.
એવાં અનાડી અબુજ આંધળા તજોરે,
મોટો જગ્તનો કરનાર તેને ભજોરે. સુણો.
શેવો શતગુરૂ તેથી સારૂં થશેરે,
જેના મનમાં દયા તે વળી બહુ વશેરે. સુણો.
સર્વે સાથે તેડી જાઓનારને રે,
સુખી થાવો વળી કાડો તમે સારને રે. સુણો.
વધે પુત્ર પઉતર પરવાર મારે,
તજો પાપીઓ ગુરૂ આ ઠારમારે. સુણો.
રાખો પુનર વીવાની વાત ધ્યાનમારે,
સાર શાંભળો કહું છું મોટા બીઆનમારે. સુણો.
કઇને નાન પણે રંડાપો મળે રે,
ત્યારે સુંઢીઓથી મન તેનો મળે રે. સુણો.
કરે ખોટા કુકર્મ કુટણી ઘરે રે,
તેથી બાળ હત્યાઓ બહુ કરે રે. સુણો.
એવી અણ અપરાધી અબળા ઘણી રે,
રેમ નજર કરીને જુવો તે' ભણી રે. સુણો.
શિખક્ષા શાંભળો દામોદર દાસનીરે,
જેને બીજાં કોઇની નથી આસની રે. સુણો.

# कंठी बंध वैष्णवोने सूचना.

## છંદ મનહર.

શુણો સહુ કંઠીબંદ સાંભળો વિનતી મારી
અજ્ઞાનીને મુકો તમે લેખો જ્ઞાન ચિતમાં
મુકો મુંઢમહારાજાને છોડો તેને છેક સુધી
તો તમારૂં સારૂં થાશે કાં પડેઆ છો કીચમાં
એ તો ચોર ચામડાના ચામડાને ચોરે નિત
તન મન ધનને લુટેછે સહુના વીચમાં
કહે દામોદર વાત રાખો તમે એક આશ
સંસાર સાગર તરો રહો સહુના હીતમા.

---

માતા બેન ભોજાઇને દીકરી વહુ ત્યાં જાએ
નજરે જુઓ છો કેમ રીશ નથી આવતી
અસલના ક્ષત્રિયો તો શુરવીર ઘણા હતા
હવે કેમ હીજડાં બની ગ્યાં છો કાં ભટી
દાસપણું લીધું તેથી દાસ તમે બની બેઠાં
શંગનું જો નામ દેત શુરતો આવે અતી
કહે દામોધર રંગ જેવો હતો ભીમશંગ
એવાં શુરા થવા હોય તો ફરવો તેવી મતી.

---

એ તો ગુરૂ ઠગવાને બેઠા છે હવે સંભાળો
ચેતાતો ચેતાવું શૌને નહીં તો જાશો વાઇને

આપ આપ ફેરૂં ધન સંભાળીને બેશો હવે
નહીં તો બાકી રહ્યું હશે તે પણ જાશે ખાઇને
જાતના તીલંગા બ્રાહ્મણ ભાઇએ નાત બાર મુકયા
ચલાવ્યું પોતાનું પંથ તેને રહ્યા છો ગાઇને
કહે દામોધર વાત લુચાંઓની મુકો આશ
એવાં ચોર ચંડાળોને કાઢો બાર જાઇને.

---

ઠગી ઠગી પેટ ભરે ઠગ જેવી વાતો કરે
ઇશ્વરી તો નામ ધરે ઉમગ રાખે અંગ જો
વિશયની વાતો વાળી શાસ્ત્રને મુકે વીશારી
ચમન કરેને અતી પીએ બહુ ભંગ જો
કરતાં નથી વિચાર જમની તો ખાશે માર
ત્રાય ત્રાય થશે પછી ભુલી જાશે રંગ જો
કહે દામોધર દેવ વીસ્યેની મુકો ટેવ
નહીં તો કુંદીપાક જોવા જાશો જમ સંગ જો.

---

લંપટ લબાડ મોટા જનમથી જાણો ખોટા
વાતોમાં ચલાવે મોટા એવા કુડા કપટી
વખત આવ્યો છે સારો આવી વેળા કાં વીસારો
જેમ બને તેમ કાઢો મહારાજોને ઝપટી
છેલી વાત કહું છું ખરી સાંભળો રૂદેમાં ધરી
મનને સાવધ કરી ટેકમાં રહો ભટી

કહે દામોધર વાત લુચ્ચાંઓને મારો લાત
સારા ગુણવાળો ગુરૂ તેને રહો લપટી

---

## ચોપાઈ.

એવાં ગુરૂને મુકો સહુ નહીં તો દુખીયા થાશો બહુ
સમજાવીને કહુંછું ખરૂં દઈતિ ગુરૂને મુકો પરૂં.

---

## कुलक्षणी स्त्रिना लक्षण.

### છંદ ઇંદ્રવિજય.

પોતા પતી તણી પ્રીત તજી અને
  જાઇ મળી નર બીજાની સાથે,
શું કરી સ્વામીની રીત કરી તમે
  એબઉઘાડી પોતાનેજ હાથે;
નાક નથી નીળજી વિદેહી* તેમ
  શરમ તજી કેમ બાજો છો બાથે,
દવ દામોધર એમ કહે વળી
  પાપ લેઓ છો પોતાનેજ માથે.

---

## मुलक्षणी स्त्रिना लक्षण.

### રાગ ઉપરનો.

શોવો તમે શત સ્વામી ખરો મત
  ધરમ ખરો પતિવ્રતજ એ છે,

---

* શરીરના ભાન વગરનો.

શાસ્ત્ર પુરાણમાં વાત લખેલીજ
 વેદ પુકારી પુકારીંજ કહે છે,
મુરખ મુંઢ અજાણ મહારાજ
 ખોટે મત આપીને ધન હરેછે,
દેવ દામોધર એમ કહેછે
 ખરો મત સ્ત્રિઓના એક પતિ છે.
એક પતી તણી પ્રીત કરો તેથી
 જાઈ મળો પ્રમશો સહુ બાઇ,
પુણ્ય પુજા અને વ્રત તજો તમે
 સ્વામીની સેવા કરો ગુણ ગાઈ,
સુખ મળે વળી દુખ ટળે તેમ
 પુત્ર મિળે મનરંજક માઈ,
દેવ દામોધર એમ કહે વળી
 ગાઓ પોતા પતીના ગુણ જાઇ.

---

## महाराजोनी अनिती तथा खराब चाल विषे भाटीयाओने सूचना.

### રાગ સીતાજીના મહીનાનો.

એક વાત કહું સુણો આજ મહારાજોની રીતની
કાન દઇને સુણો મારા ભ્રાત કહું શીખ હીતની
જેવાં બગળા ધરીને ધ્યાન દીશે અતી ઉજળાં

તેવા જાણો મહારાજોના ઢંગ સમજો નહીં તે ભલા
જાએ દરશણ કરવાને નાર ફસાવે છે તે ઘડી
બાણ મારે આડાં કરી નેણ ભમાવે છે વશ કરી
મરકટ નાટકીઓને હાથ રમાવે જેમ રમે
ભોળી ભાટીયાની તેવી જાત ભમાવે તેમ ભમે
પ્રથમ નામ આપી લેછે દામ કહે તેના કાનમાં
પછી ભરમનો દેછે શબદ સમજાવેછે શાનમાં
તેના અરથ તણો રે વિચાર નથી કાંઈ જાણતાં
ગર્વ રાખી ઘણું રે નાદાન અભીમાન આણતા
જેમ જંગલ મારે છે દુષ્ટ કુદે ભ્રષ્ટ અતી ઘણા
તેમ કુદી રહ્યા રે મહારાજ તેમા નથી રહી મણા
હવે જાગયો સુધારાનો શહેર દુષ્ટો સર્વે ભાગીઆં
જેમ તીમર નાશે દેખી સુરય પાછળ તેમ લાગીઆં
થોડા વરશમાં થાશે રે હાણ મહારાજોની અતી ઘણી
નિતી મુકી લીધી છે અનીત પુછી લેશે જગ ધણી
કહે દામોધર નિરધાર શુરા પણ મન ધરો
રાખી હીમત ને કરો કામ મહારાજોને પરહરો.

---

## महाराजोना हाल केवां थयां ते विषे.

### છંદ ઇંદ્રવિજય.

ગીરધરજી તો ગયો પોતે દમણ,
માર પડી ફટકા તણી જેણે;

જાળાણુ પટણમાં વીઠ લેશજી,
　　કેદમાં નાખી દીધા વળી તને.
સુરત શેર તણો જદુનાથ,
　　હુજાર ચાળીશ થયો દંડ એને;
દેવ દામોધર એમ કહે વળી,
　　તો એ વીચાર રહો નથી કેને.
કાશી તણો રણછોડ મારાજ,
　　કરી તેણે માંડવી માઉ તપાતો;
દેશ હીતુ રાઉ કછ પતી,
　　ફરીઆદ સુણીવળી પોતાની જાતે.
દેશનિકાળે હુકમ થયો અને,
　　આવો સીપાઇ ઉભાં પરભાતે;
દેવ દામોધર એમ કહે જટ,
　　ગામથી બાર થયો મધરાતે.

---

## છંદ મનહર.

મહારાજોની શોબતથી સુબુધી કદી ન આવે
કુબુધીના કામમાં ચંચળ અતી છે ઘણાં
ગામમાં આવીને પેલી મોટાઓની શોધ કરે
નામ ઠામ પુછી કહે કેટલાક છે જાણાં
મનમાં વીચારી વળી વાટોની તઆરી કરી
કુડાઓનાં કશબમાં બાકી તો નથી મણાં

હૈયા ફૂટા લોકો તમે ડોકો ગાલી જુઓ જરા
મોટાને મીલાવી કરી ઘર તકે તે તણાં

---

ચોર* વીભી ચારી કુડકપટના કરનાર
એવાં ગુરૂજન સંગ રંગમા નરીજીએ
દુર થકી દખીરખે છાઆનો પર્શ થાએ
એમ ઉરઆણી અતી અંતરમાં બીજીએ
જો ન દર્શાણ આપણને સપનમાં થાએ
તો તો પુરવ જન્મ તણો પુન્ય માની લીજીએ
ગુરૂવીણ ગ્યાન નહીં એમ લોક કહેછે
પણ ગ્યાનવીણ ગુરૂ સાના તે વીચાર કીજીએ

---

## છંદ મનહર.

ઠગોને વીસારો તમો પતી સાથે પ્રેમે રમો
ખીરને સાકર જમો કાઢો દીન સુખમાં
ઈશ્વિરે આપેઓ છે એક નહે તેથી રાખે છેક.
જેમ કહે તેમતમે રહો તેના રૂખમાં
મારાજો ફરે અનેક ભવઇઆના વેશ જેવા
તને તો પછાડો પાણે ધુલ નાખો મુખમાં
કહે દામોધર એવો સ્વામી સાથે શંપીરેવો
પોતાના પ્રીતમ તણા બેસો શાન મુખમાં

---

* એબી જાનીછે.

## ચાબકો.

( જીવને સ્વાસ તણો શગાઈ )—એ રાગ.

ભભા ભેંશોના ભાઇ રે તેઓની અકલ ગઇ વેચાઇ
પાખંડી પંથને પકડી બેઠાં છો ગુણ ગુઅડના ગાઇ
વડ વાગોળુની પેઠે અંધા થઇ ભુલી ગઓછો ભાઇ રે
ભભા ભેંશોના ભાઇ.

સાધુની સંગત કીધી નઇને લપટયા લંબાડને જાઇ
ધનમાળ બીજું જોબન લુટે એવી તઓનો લુચાઇ રે
ભભા ભેંશોના ભાઇ.

શાસ્ત્રોના સુખ જોઆં નથી ને ચોરાશીના ગુણ ગાઇ
બસો બાવનને બકી રઆં છો મોટી કરી મુરખાઇ રે
ભભા ભેંશોના ભાઈ.

એવાં ગુરૂને મુકો અલગા નહી તો જશો અભડાઇ
સાચા દેવને શોધો શરીરમાં શત માર્ગમાં જાઇ રે
ભભા ભેંશોના ભારે.

દામોધર તો સારૂં ઈચ્છે છે નીર્ગુણના ગુણ ગાઇ
શાણાથઆં પણ કાંઇ ન કામનાં ગરમાં કરો મોટાઈરે
ભભા ભેંશોના ભાઇ.

---

## ચબકો ૨ જો.

મુરખ મહાજનો મોટારે એમાં અકળના ટોટા રે
બેઢા મળીને ભેગા થઆંછે મનમાં જાણે મોટા રે
પોત પોતાના પક્ષને ખેંચે ગરીબોના વાલે ગોટારે. મુ.

નબળા ઠકરોને કાડી મુકોછો શબળા લેઓછો સાથે
નહી કરવાના કામકરોછો ઈશ્વર છે તમ માથેરે. મુ.
પોતાના છીદ્રો ઢાંકવાને જતન કરો છો મોટી
વાજબી રીતે કરો ખુલાશા કોદીન બોલવું ખોટીરે. મુ.
મુરાર જેવાં નામીચાને બીજા બે જન છે શાથે
બોલે ત્યારે શશબ જેવા અરજી તળાવમાં નાખેરે. મુ.
ઉપરથી તો સારી દીસે છે ભેશા માશાં કરી બોલે
હુશીયારી તો હરામ જેવી કીંમત પોતાની ખોલેરે. મુ.
શાણા હો તો સારૂં બોલજો નહીં કાંખાશો ખતા
ગરીબોં ઉપર જુલમ ગુજારો શું છે તમારી સતારે. મુ.
દામોધર તો સારૂં ઇચ્છે છે નિરગુણના ગુણ ગાતો
પાખંડી પંથને મુકી દીધોછે એવોછે જ્ઞાનથી માતોરે. મુ.

---

## ચાબકો ૩ જો.

શેડીયા સમજો સારઅસાર નહીં તો જાશો જમને દવાર
મહાજનવાડીમા ભેગા થયાં પણ કાઢયો નહીં કાંઇ સાર
પોતપોતાની મતને ખેંચી ઉડી ગયાં તત્કાળ. શેડીયાં.
ભેલા થશો એવી આશા રહી છે મારા મન મોજાર
શહી લીધેલાં કાગળ પડેયાં તેનુ ક્યારે થશે નીકાળ. શે.
છાના માના ભેલ્રા થાઓ છો તેનું પડે પુકાર
આખા ગામમા વાત ઉડીછે કેચુની ચાલી મુજાર. શે.
અરજી તમને આવી વાડીમાં તેનો કરેઓ ધીકાર
શાણા હોચે તે સારૂં વીચારે નરસાન કાડે સાર. શે.

એવાં વીચારો ક્યાંથી આવે જેના ગુરૂ ગુરનાર
શહુને કહી કહી થાકી રહ્યો છું એતો રાંઢાના યાર. શો.
ગુરૂ કરો તો જોઇને કરજો કાઆનો કરે કલ્યાણ
લખ ચોરાશી ફરવું હોયતો પેલાં કરો પ્રમાણ. શો.
દામોધર તો સહુને સરખું દેખે તેવું દાખે
પાખંડી પથને મુકી અલગા જ્ઞાની ગુરૂને રાખેરે. શો.

---

## લાવણી.

(શી શોભા ને શો રાજ)—એ રાગ,

સહુ સુણો શેઠીયા સખજરથયાં કેમ નબળા કાફરો પાશે
ઉઠી લેવો હાથ સમશેર* નાશી દુખ જાશે
મુકો મિંદર મહારાજો તણા કહું છું સાચો
એ વાડો કાશાઇ તણો બહુ છે કાચો
નટવા નટવીના વેશ જોઇ કેમરાચો
કરો ભગતી ઇશ્વર તણી એકને જાચો
કહું મહારાજોના હાલ બેસી સહુ પાશે બેસી સહુ પાશે
ઉઠી લેવો હાથ સમશેર નાશી દુખ જાશે
જદુનાથ તણો મોં થયું કાળું કોરતમાં
વીઠલેશજી કેદમાં પડયો જાળણા પટમાં
માંડવીથી રણછોડજીને કાઢીયો ઝટમાં
એવાં અનેક દુખીયા થયા વીચારો ઘટમાં

---

* હીંમત રૂપી સમશેર.

મારૂં કહું કાન દઇ શુણો વેમ સહુ નાશે વેમ સહુ નાશે
ઉઠી લેવો હાથ સમશેર નાશી દુખ જાશે

સંગ પદવી કાઢી નાખી દાસપણું લીધું
પોતાને હાથે કામ કુડું બહુ કીધું
તન મન અને વળી ધન શોપીને દીધું
વળી સમજો મનમાં એમ કીધું અમે શીધું

તમે મુરખ થયાંછો કેમ લુટી સહુ ખાશે લુટી સહુ ખાશે
ઉઠી લેવો હાથ સમશેર નાશી દુખ જાશે.

થઈ ગયો ભાટીયો જાતે ભીમરાંગ નામે
મુળજી સુત કરસનદાસ થયો જદુ સામે
ખીમજી સુત લખમીદાસ આવ્યો બહુ કામે
સુધારા કામો વિષે આપે બહુ દામે

થયો જાતવિષે બહુ શુરર કોઇ નહીં થાશે કોઇ નહીંથાશે
ઉઠી લેવો હાથ સમશેર નાશી દુખ જાશે

કહે દામોધર માંડવી તણો છે વાશી
જેણે બીજાની નથી રાખી કાંઈ આશી
શીખામણ સહુને દેવું માનો તો ખાશી
એક વાત ઇશ્વરની મને બહુ છે ભાશી

પાખંડીને મુકો દુર થાઓ સહુ શુર વાત બહુ ભાશે
ઉઠી લેવો હાથ સમશેર નાશી દુખ જાશે.

---

## પ્રભાતિઓ.

**દખજો દખજો દરશણે જાએછે**
નીજપતી નીદમાં સુતા મુકી

મંદીરમાં માલતી કામ ફેલાવતી
પરપુરૂષ પુંડમાં ખુબ ભમતી
શરમને છોડીઉં નીજ ધરમ બોડીઉં
યારોની યારીમાં રંગ રમતી **દખજો.**

ટાઢ તડકો ખમે ઘેરમાં નહીં ગમે
શ્રી મુખના દરશણે દોડી જાએ
પોતાના ઘરધણી દાસ જેવા ગણે
જુઠણો લઇ આવી ઘેર ખાએ **દખજો.**

વાટમા ચાલતી કુદકા મારતી
રખે કોઇ મુજને અડકી જાએ
કુટણીના ઘેરમાં બોજાને ખારવા
તે સંગે બેશીને મગન થાએ. **દખજો.**

તે તણા માટીને શરમ થાતી નથી
ભડવા પેરે થઇ પુઠે ભમતા
મુરખ ચંડાલોના મંદીરે જાઇ કરી
ફજરને સાંજના હીંચ રમતાં **દખજો.**

વાંચીને રાતાં કે પીલાં થાશો નહીં
ગર્વની વાતો તો છેજ ખોટી

મધુસુધન નામ તો રાખ્યો છે ઈસનો
પલક એક વારમાં મારે ક્રોટી દખજો.
કૌરવેં કપટના કામ કીધાં ઘણા
પાંડવોંને વળી દુખ દીધાં
સતી દ્રુપતીના ચીરને તાણ્યાં
અંતે તો કુટુંબના મોત કીધાં દખજો.
શિક્ષા સારી ઘણી સમજશે તે તણી
શાણા જન જરૂર માનીજ લેશે
દેવ દામોધરે કહી કહી થાકીઓ
કેહેવાનો જે હશે તેજ કેહેશે દખજો.

---

## मुखमें राम बगलमे छुरी बातां करे पण नजर बुरी.

( આષવજી સંઘેશા કેહેજો રામને )—એ રાગ.

એ જપ કરવાને બેઠાં ગુરૂજી ગાદીએ
નાની મોટી જપતાં સવાસ ઉસવાસજો
કામનીઓની માળા કરમાં એ ફેરવે
કાચી કુંવારી કોઇ આવે મારી પાશજો. જ.
બુઢીને મેળોરે બીજે બારણે
નીજમંદરમાં નાનકડીનું કામજો
નાનકડીના નેણાં નીરમળ નેહ ભરયાં
તેથી વાળો પામે છે આ રામજો. જ.

શ્રીમંતોની સુંદરીઓ સુખરૂપ છે
સરખે સરખી સોળ વરસની નારજો
ઉત્તમ અંગે આ ભુષણ અતી ઓપતા
હેમરત્નને ગજમોતીના હારજો. જપ.
ચઉદ રૂપીઆ દે તે ચરણ સ્પર્ષ કરે
આણત્રીશે અડકે વાલો અંગજો
ચુમાલીસ લઈને ગુરૂજી ચુંબન કરે
શીતેર લઇ કરે શામાં સાથે સંગજો. જપ.
કોઇને કેશ ઓગાર અને સીંધ્યા જળ
કોઇને આપે ફોફળ ફુલના હારજો
એવાના આપી તન મન ધનને ઠગે
વીરળા કરજો વાત તણો વીચારજો. જપ.
એવારે ઉન્મત્ત ગુરૂઓ છે આપણાં
શેવક સગળા સમજો સાર અસારજો
પથર બાંધીને પાણીમાં કાં પડો
કેમ પોચાશે ભવસાગરની પારજો. જપ.
ગુરૂ કરો તો ગુણને લક્ષણ જોઇને
જેમ લખેઆં છે શાસ્ત્રોમાં સિદ્ધાંતજો
દામોધર કહે દેવ હ્રદયમાં દેખશો
ભાગી જાશે મનડા કેરી ભ્રાંતજો. જપ.

---

(મછરારી તારે આરડે મવાડું રે મળી)—એ રાગ.

શૌ કંઠીબંદા સાંભળો મારી અરજી છે ખરી.
મહારાજોના મીંદર મુકો મુકો તેઓનું સંગ
વંશાવળી સૌની કહુંછું સુણી થાશો ઢંગ. શૌ.
વીધવા નારીને પેટે જન્મ્યું વલ્લભ જેનું નામ
પાંચ વાગે સડકે મુકી આવી પોતાને ધ્રામ. શૌ.
જાત્રા કરી લછમણ પલટયો અલ્મા ગાર સાથે
બાળકડાને રડતો દેખી ઉપાડી લીધો હાથે. શૌ.
તેની પાછળ થઓ ગુશાઇ વીઠલ જેનું નામ
અલીખાનની છોકરી સાથે કીધું કુડું કામ. શૌ.
અમાંબાઇ વૈષ્ણવ મોટી બસો બાવન માંએ
તેની સાથે લંપટ થયો સંદાસની માએ. શૌ.
તે પછવાડે વીઠલરાયેના પુતર થયાં સાત
એ સરવેને એવા સમજો કોદડીઆની જાત. શૌ.
જદુડો સુરતનો વાસી આવ્યો માંડવી શેહર
સ્ત્રીઓ સાથે જુગટે રમતો કીધું કાલું કેર. શૌ.
જીવણજીને સારૂં કહેછે એછે મોટી ભુલ
મારવાડણને રાખી બેઠા ઉંચા જુએ કુલ. શૌ.
લાલમણી ભગતડો મોટો વૈદકનું કરે કામ
માંડવીમાં ભાવ રાખ્યો કોરી વીસનું નામ. શૌ.
દ્વારકાંનાથે મારજ ખાધી બાપુના ઘરમાંએ
ફતુએ આવી લાતો મારી તેપણ ભુલ્યો ત્યાં. શૌ.

ચીમનજી તો ઠગ છે પુરો પીટચો મોટો ચોર
મારા હાથે આવે તો હું કાડુ એનો જોર. શૌ.
શ્રીજીઘોવારથી ટીળાતને કાઢચો ગામથી બાર
રખડતો આવ્યો મુંબઈમાં તેની થઈ પુકાર. શૌ.
માણસ દીઠ બે આનાની ઉગરાણી તો થાએ
ભીખારીની પેરે થયોછે મુંબઈ શેહરની માએ. શૌ.
લીલા લાલુ પપુ ભાએ વાળેઆ સહુનું વેર
વહુ બેટીને ચુંથી જેવી ત્રાંબીઆની તેર. શૌ.
દામોદર દેખાડી દેછે ખુલી સર્વે વાત
મહારાજોને નકી સમજો ખવાસોની જાત. શૌ.

